


# મીરાંનાં ભક્તિગીતો

પ્રસ્તાવના

**પ્રો. રવિશંકર મ. જોષી. એમ. એ.**

**ભવ્ય અને પ્રેરક પ્રકાશન**

સંપાદિકા : **શ્રી દીવાળીબેન ભટ**

ગુર્જર સૌરાષ્ટ્રને પોતાના મધુરવ મંગલગાનથી સમૃદ્ધ કરનાર રાજરાણી પ્રેમદિવાની 'મીરાં' ના ભક્તિગીતોનો પ્રકાશ ગાનારા અને સાંભળનારાઓના જીવનને યશોજવળ બનાવે છે. પ્રેમની એ પૂજારણ જન્મ જન્મની જોગણ ઉરની વિજોગણ એકલડી અંતરની પ્રભુપ્યાસી મીરાંની નિસ્પૃહ પ્રેમભક્તિની ત્યાગભરી મનોભાવના એમના કાવ્યોમાં ઉન્નત રીતે પ્રકાશી રહેલ છે. અલખની ભભૂત લગાડી વિતરાગી મીરાં રાજવૈભવને તુચ્છ ગણી 'મેરે તો ગિરધર ગોપાલ દુસરા ન કોઇ' ના ગાને દિવ્યચક્ષુએ ગોવિંદ દર્શને ઘેલી બની, હૃદયમાં રાચી રાચી ગિરધર નામને રટતી નાચી નાચી અલૌકિક સિદ્ધિની સાધિકા બની જે અંતરનો અવાજ જગત સમક્ષ રજૂ કર્યો એ યુગ યુગનો સંદેશ આપણાં અંતરને પુણ્યના પ્રકાશે અપૂર્વ શાન્તિ અર્પે છે. પ્રેમમંદિરમાં પ્રભુ નામની રઢ લગાવી પ્રભુ સાનિધ્યમાં અને વિરહમાં ગાયેલ ગીતો આપણો મહાન વારસો છે. આ સંગ્રહની એકપ્રત મંગાવી લેવા માટે તુરત જ લખો.

**ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી [ કાઠિયાવાડ ]**

# આવકાર

**ગરવી ગુજરાતના મહાકવિ શ્રી ન્હાનાલાલ દ. કવિ** લખે છે કે છેલ્લી અર્ધી સદીથીયે અધીકા વર્ષોથી આ કલાપીનગર સાહિત્યધામ છે. કલાપીને વિદેહ થયે પણ પાંચમો દાયકો ચાલે છે એ સાહિત્યવારસો પછીનાઓને પણ મળ્યો છે અને એમણે એ સાહિત્ય વહેણ વહેતું રાખ્યું છે. એમાંના એક પ્રધાન પુરૂષ શ્રી ધૈર્યચન્દ્ર બુદ્ધ છે. એમનો ગુર્જર સાહિત્ય ભંડાર ગુજરાતની કુટુંબ વાડીઓમાં અપુણ્યના નહિ પુણ્યના પરિમલો યથાશકિત પમરાવનારી આજના સાહિત્યની ગૃહ પુસ્તકાલય ગ્રંથાવલિ નામક પ્રફુલ્લિત કયારી છે. ઊતરી નહિ જાય એવો કેરીનો રસ છે. મહુડીનો રસ નથી. શ્રી ધૈર્યચન્દ્રના પરિશ્રમોને શ્રી હરિ સફળ ફળાવો.

*

**ગુજરાતના સેવાભાવી અને સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી લેડી વિદ્યાબેન ર. નિલકંઠ લખે છે કેઃ** લાઠીના ગુર્જર સાહિત્ય ભંડારે ગુજરાતી ભાષામાં ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો સુપ્રયાસ આદર્યો છે જે ગુજરાતી સાહિત્યના હિતેચ્છુએ ઉત્તેજનને પાત્ર છે.

# જાગરણ



卐 કિંમત દોઢ રૂપિયો 卐


લેખક : ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ





સને ૧૯૪૬ : આવૃતિ પહેલી : સં. ૨૦૦૨

પ્રકાશક : ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ, ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી (કાઠિ.)

મુદ્રક : નાથાલાલ મ. શાહ સ્વાધીન મુદ્રણાલય રાણપુર

## રાસખેલન



ચન્દ્રની દૂધ જેવી ચાંદની રેલાતી હોય, નગરનાં કે ગામડાંના વિશાળ ચોકમાં ઉત્સવના જાગરણે, સૌન્દર્ય દેવીઓ રંગબેરંગી પટકુળો પહેરી અલંકારોથી અલંકૃત થઈ સુમધુર રસકંઠે હલકથી જ્યારે રાસ જમાવે, ત્યારે યૌવનનો હૈયા ઉછાળ, મનોરમ્ય રંગદર્શી ભાવના અને નૈસર્ગિક પ્રતિભા સોળેકળાએ ખીલી ઊઠે છે. આ અલૌકિક દર્શન જોનારના ગાનારના અને સાંભળનારના હૈયાને હેલેચડાવે છે. આનંદનું આ અમૃત વર્ષણ સુખપ્રદ શિતળતા અર્પી હૃદયમાં ઉજ્વળ પ્રકાશ પ્રકટાવે છે.

ધૈર્યચન્દ્ર



લેખક : પ્રકાશક : ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ : લાઠી (કાઠી)



## એક પછી એક

## સુશોભનો

| | |
|---|---|
| રાસગીતો | કુમકુમ વ્રત |
| વધામણાં | રાસએલન |
| યાચના | રાસ ઘેલી |
| વ્હાલમની વાટ | રંગતાળી |
| પૂજારણ | વિશ્વને વધામણે |

અને બીજાં અનેક



# નિવેદન

મહાગુજરાતની રાસ રસિલી બહેનોએ મ્હારા રાસ અપનાવી લોકપ્રિય બનાવ્યા છે. મ્હારા બધા રાસગીતોનો એકત્ર સંગ્રહ 'જાગરણ' આજે પ્રસિદ્ધ થાય છે તે બદલ હું રાસ રસિયણ બહેનોનો જ આભારી છું. અને મ્હારા રાસગીતો વિષે મળેલા અનેક અભિપ્રાયોમાંથી થોડા અહીં રજૂ કરવાની તક લઉં છું.

મહાકવિ શ્રી ન્હાનાલાલ દ. કવિ કહે છે કે ભાઇ શ્રી ધૈર્યચન્દ્ર બુદ્ધના ગીતો અહીં આવ્યાં પૂર્વે પણ સાંભળ્યાં હતાં અને ગમ્યા હતા અને આંહીં આવીને પણ વાંચ્યા. એમનાં ઘણાં ગીતોમાં કુમાશ છે. ભાવની તેમજ ભાષાની. એમની આશાઓને સફળતા ઇચ્છું છું.

કવિ શ્રી લલિતજી કહે છે કે બુલંદ અવાજે ગાનાર સ્વયંભૂ કવિ શ્રી ધૈર્યચન્દ્ર બુદ્ધે મને પોતાના નવાં કાવ્યો માટે મારો અભિપ્રાય આપવા સૂચવ્યું. તેમનાં ગીત કાવ્યો નૈસર્ગિક છે ને તેના ગાનાલાપી રૂપે તેઓ શ્રી કલાપીની પેઠે મુક્ત કંઠે ખૂબ કૂજે અને જ્યાં વસે એક ગુજરાતી ત્યાં સદાકાળ ગુજરાતભરમાં બુદ્ધનો પ્રબુદ્ધનાદ ઝીલાવે એજ પ્રાર્થના છે. અંગત અનુભવનાં જીવનનાં ગીતકાવ્યો એમનાં પોતાનાં છે ને તેમાં સૂરતાનાસૂર ગર્જે છે એજ બસ છે.

સંગીતના પ્રખર અભ્યાસી શ્રી હરકાન્ત શુકલ કહે છે કે શ્રી ભાઇ ધૈર્યચન્દ્ર બુદ્ધ પોતે રાસ લખી શકે છે એટલું જ નહિ, પરંતુ મધુર સ્વર દ્વારા વાણીમાં પણ ઉતારી શકે છે. અને સાહિત્ય અને સંગીતનો સુંદર સુમેળ સર્જી શકે છે. આ શક્તિથી જ તેઓના રાસમાં ભાવવાહકતા અને ગેયમયતા સુશ્લિષ્ટ સંયોગ સાધે છે. તેમના રાસોની ભાષાશૈલીમાં નિર્વ્યાજતા, મૌલીકતા સરલતા અને તાલબદ્ધતા છે.

વિદુષી બહેન શ્રી સુશીલા ત્રિવેદી કહે છે કે ...રાસગીતો સુલલિત છે. તેના ઢાળ લોકપ્રિય છે, અને તેથી સરળતાથી ગાઇ શકાય તેમ છે. આદર્શ ગૃહિણીને ગાવા માટે સર્વોત્તમ છે, એટલું જ નહિ પરંતુ તેમાં જીવનને સંસ્કારી બનાવે તેવું સંગીત ભર્યું છે રાસમાં ભાવના, લાગણી અને તાલબદ્ધતા છે.

મ્હારા 'રોજરોજ વેઠના વારા' નામક રાસને ધી. ગ્રામો-ફોન કંપની લિ. તરફથી રૂા. ૧૭૫) નું ઇનામ મળેલ છે. આ સિવાય મ્હારા રાસ રેડિયો ઉપર ઉત્સવોમાં અને અનેક સમારંભોમાં લોક-પ્રિય બન્યા છે. આ બધા ઉત્સાહે આજ "જાગરણ" પ્રસિદ્ધ થાય છે.

મ્હારા બાલગીતો "ગુંજન" ની પહેલી આવૃત્તિ ખલાસ થઇ ગયેલ હોઈ તે બાલ ગીતો અને આ રાસગીતોનું સાથે એક સંયુક્ત પ્રકાશન ટૂંક સમયમાં પ્રકટ કરવાની પણ મ્હારી અભિલાષા છે.

મ્હારા પ્રથમના રાસગીતોમાં જે જે પ્રકાશનો થયેલ છે તે બધા રાસગીતો 'જાગરણ' માં આવી જાય છે. આપ સહુ આ સંગ્રહને અપનાવી નવા ગીતો રચવાનો મને ઉત્સાહ આપશો એવી આશા સાથે આપ સહુનો સાથ સહકાર અને સદ્ભાવ ચાહતો.

વટસાવિત્રી ૨૦૦૨<br>નિહારીકા : લાડી

સાહિત્ય સેવક<br>**ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ**

અર્પણ



અ. સૌ. શ્રીપ્રભાકુંવરબેન દવેને



અ. સૌ. શ્રી પ્રભાકુંવરબેન દવે

રાજકોટના સુપ્રતિષ્ઠિત ગૃહસ્થ શ્રીયુત પ્રભાશંકરભાઈ મં. દવેના સદ્ભાગી ધર્મપત્ની અ. સૌ. શ્રી પ્રભાકુંવરબેન સ્ત્રીજીવનને ઉપયોગી અનેક ક્ષેત્રોમાં પોતાની સેવા આપે છે. તેમનો ટૂંક જીવન-પરિચય સામેના પેજથી શરૂ થાય છે. આવા આદર્શ ગૃહિણીને આ રાસગીતો અર્પણ કરતાં મને અતિશય આનંદ થાય છે.

—**લેખક**



## અ. સૌ.
## પ્રભાકુંવર દવે

શ્રી પ્રભાકુંવર બેનનો જન્મ ઉપલેટામાં, ઉપલેટાના જાણીતા શ્રોફ બેન્કર શ્રી. વિઠ્ઠલજી નારાયણજી દવેને ત્યાં થયો હતો અને બાલ્યવયમાં યોગ્ય કેળવણી પ્રાપ્ત કરી હતી.

શ્રી. પ્રભાકુંવરબેનનાં લગ્ન રાજકોટના સ્વ. શ્રી. મંગળજી દવેના સુપુત્ર શ્રી પ્રભાશંકરભાઇ સાથે સંવત ૧૯૭૨માં થયાં હતાં. શ્રીમાળી જ્ઞાતિમાં ગૌરવરૂપ શ્રી. મંગળજી દવેનું ઘર ગણાતું. આવા આદર્શ પિતાના પુત્રરત્ન શ્રી પ્રભાશંકરભાઇ જેવા સુશિક્ષિત અને ઉદાર પતિ મેળવવા ભાગ્યશાળી થયા.

શ્રી. પ્રભાકુંવરબેનના પુનિત પગલાએ પતિની સ્થિતિમાં વીજળી વેગે પરિવર્તન કર્યું અને ભાગ્યોદય દિનપ્રતિદિન વધુને વધુ પ્રકાશવાન બન્યો.

સદ્‌ગુણી ગૃહિણી તરીકેની લાયકાત પ્રાપ્ત કરી નીતિમય જીવનથી, પતિભકિતથી અને શુદ્ધ ચારિત્ર્યથી ગૃહજીવનને આબાદ કરવાનો સુયશ શ્રી. પ્રભાકુંવરબેનને પ્રાપ્ત થયો. ઘરસંસારને સ્વર્ગ સમો મનોહર બનાવવાના તેમના મનના કોડ સફળ થયા અને તેમનું દાંપત્યજીવન આદર્શ અને સુખી થયું.

શ્રી. પ્રભાકુંવરબેનનાં લગ્ન થયાં પછી તેમના પતિશ્રી પ્રભાશંકરભાઇના જીવનનો વિકાસ થયો. લખતર રાજ્યકુટુંબના ટયુટર, ત્યાંથી જામનગર અને ત્યાંથી અનેક રાજ્યોના મિત્ર તરીકે સુકીર્તિ પ્રાપ્ત થઈ. યુરોપના પ્રવાસો કર્યા. આજે તેઓનું જીવન અને સંસાર ખૂબ જ સમૃદ્ધ બન્યાં છે. તેમનો રાજકોટનો " નારાયણ નિવાસ "નો બંગલો " અન્નપૂર્ણાના મંદિર "નું બિરુદ મેળવી શકયો છે. તે શ્રી. પ્રભાબેનના ગૃહજીવન અને પતિભક્તિને આભારી છે.

કુટુંબવાત્સલ્ય, વ્યવહારની કુશળતા, સ્ત્રીજીવનને ઉન્નત કરવાની ભાવના, સેવાની ઝંખના અને પ્રભુભક્તિ એવા અનેક આદર્શોના ચાહક શ્રી. પ્રભાકુંવરબેન સાહિત્ય અને સમાજ પ્રત્યે પણ અપૂર્વ સદ્‌ભાવ ધરાવે છે.

માટુંગા ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના આજીવન સભ્ય છે અને બીજી અનેક સંસ્થાઓમાં પોતાનો અપૂર્વ ફાળો આપી રહ્યાં છે. સમાજસેવા, જ્ઞાતિઉન્નતિ, સ્ત્રીસમાજ, સાહિત્ય અને ધર્મની સેવા એવી અનેક પ્રવૃત્તિઓમાં આ સંસ્કારી આદર્શબહેન અપૂર્વ ભાવનાઓ ધરાવે છે. એમના પતિને મળેલ અનેક સફળતાનો સુયશ સુશીલ કાર્યદક્ષ અને કર્તવ્યપરાયણ શ્રી. પ્રભાકુંવરબેનની પ્રેરણાને જ આભારી છે.

હામ દામ અને ઠામ ત્રણેથી તૃપ્ત સંસારમાં સુખી એવા આ દંપતીને લીલી વાડીમાં બે પુત્રો ચિ. હર્ષદરાય કે જેઓ હાલ સીનીયર કેમ્બ્રીજ કોર્સમાં રાજકુમાર કોલેજનાં ફાઇનલ ટર્મમાં છે. તેઓશ્રીના લગ્ન શ્રી સૌ. ચન્દ્રિકાબેન સાથે થયા છે. આ નવદંપતી અકટોમ્બરમાં યુરોપના પ્રવાસે જનાર છે. બીજા પુત્ર શ્રી અરવિન્દરાય છે જેઓ આલ્ફ્રેડ હાઇસ્કૂલમાં છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરે છે. ત્રણ પુત્રીઓ છે. તેમાં સૌ. કાન્તાગૌરી તથા સૌ. કુસુમબાળાના લગ્ન કરેલાં છે. અને સહુથી નાનાં બહેન કુમારી શ્રી ધૈર્યબાળા કે જેઓ પોતાના સૌ. ભાભી શ્રી ચન્દ્રિકાબહેન સાથે હાલ તો ઘેર અભ્યાસ કરે છે અને થોડા વખતમાં યુરોપના પ્રવાસે જશે. આવી રીતે આ દંપતીં પર પ્રભુની પૂર્ણ કૃપા છે.

શ્રી અને સરસ્વતીની કૃપા પ્રાપ્ત થયેલ સૌ. શ્રી પ્રભાકુંવર બેનના હાથે ગુજરાતના સ્ત્રીજીવનની વધુને વધુ સેવાઓ થાય અને તેમનું દંપતીજીવન વધુને વધુ સમૃદ્ધ બનતું રહે એજ અભ્યર્થના.

(પ્રગટ થયેલ "આપણાં નારી રત્નો"માંથી)



# વધામણાં

૨૫૯૦૨

# વધામણાં

( વીરાજીની ભેટે ઝુલે છે )

મંદિરને દ્વાર મેં તો બાંધ્યાં તોરણિયાં
લીલુડા રંગો ઊભરાય
આજ મારે આંગણે વધામણાં

સંધ્યાના રંગ ખીલ્યા સખીઓનાં સાજમાં
આનંદની હેલી છવાય
આજ મારે આંગણે વધામણાં

શણગાર્યો ચોક મેં તો પૂરીને સાથિયા
વ્હાલમની મૂર્તિ ચીતરાય
આજ મારે આંગણે વધામણાં

કુમકુમ કંકાવટી ને અક્ષતના થાળ ભર્યા
ચાંદલો ભાલમાં સુહાય
આજ મારે આંગણે વધામણાં

કુમળાં કુસુમ જેવાં હૈયામાં કોડ ભર્યા
આશાએ મનડું લ્હેરાય
આજ મારે આંગણે વધામણાં



અખંડ સૌભાગ્ય મ્હારી ચુંદડલી

ગુર્જર સાહિત્ય ભંડાર : લાઠી

# યાચના

અખંડ સૌભાગ્ય મ્હારી ચૂંદલડી,
માગું માગું હો શક્તિ માત;
હો માત ! અખંડ. ૧

એરે ચૂંદડીએ સત્ય સીતા માતનું,
સતી અનસૂયા માતના પ્રતાપ;
હો માત ! અખંડ. ૨

ચૂંદડીએ સાખ પૂરે સુરજને ચંદ્રમાં,
ચમકે સત્ય શીલના શૃંગાર;
હો માત ! અખંડ. ૩

બ્રહ્મા સાવિત્રી ને શંકર પારવતી,
શ્રીરૂક્ષમણી કૃષ્ણની સૌભાગ્ય;
હો માત ! અખંડ. ૪

સંધ્યા ઉષાના રંગ ખીલ્યા રૂડા,
મયૂર પીછાંના રંગની કિનાર;
હો માત ! અખંડ. ૫

મેઘ ધનુષ્ય રંગ જેવી વાદળીઓ,
તારલાની રૂપેરી ભાત;
હો માત ! અખંડ. ૬

નિર્મળ સરિતાનાં તેજ પુંજ અંતરે,
સાગર શી ઊર્મિ લ્હેરાય;
હો માત ! અખંડ. ૭

## મંગલ પ્રભાત

પ્રભાકર પધારે ઉષા આરતી ઉતારે
કિરણો સૂનેરી સહુએ તેજ ધારે.
પ્રભાકર પધારે. ૧

પંખી હરખાતાં ગીત ગાતાં મંજુલે,
નાદ મૃદુ કરી ભાન કોકિલા ભુલે,
ફૂલ ખીલે રંગી રૂડાં જ્યોતનાં ઝગારે.
પ્રભાકર પધારે. ૨

ખીલે નવ વૃક્ષો ઝુલે વેલડીયો ડાળે,
કિલ્લકારે હંસ રૂડાં સરોવરની પાળે,
કળા કરી મોર રૂડાં નાદ કરે પ્યારે.
પ્રભાકર પધારે. ૩

હૈયું હરખાય મ્હારું, અંતરનાં દ્વાર ખોલે,
મ્હેકે આ દિલ મ્હારું સૌરભનાં અનિલે,
હસી રહે હૈયું મ્હારું જીવનના ક્યારે,
પ્રભાકર પધારે. ૪

દેવનાં મંદિર ગાજે આરતીની ધૂનમાં,
ગૃહ મંદિર ગાજે બાળકોની ધૂનમાં,
આનંદ છવાય રૂડા આશના અંબારે.
પ્રભાકર પધારે. ૫

# ચાંદનીનો રાસ

[ આવેલ આશાભર્યા ]

ખીલી રૂપેરી ચાંદની ને,
કાંઈ સુધા ઝરે રસધાર રે
રમવા આવોને રે !

કોયલ બોલે કુંજમાં ને,
કાંઇ ગાજે મધુ ટહુકાર રે;
રમવા આવોને રે !

સખીઓ આવે સોહામણી ને,
કાંઇ ઝાંઝરના ઝણુકાર રે;
રમવા આવોને રે !

સાચા મોતીના સાથીયા ને,
કાંઇ રંગોળી લાલ ગુલાલ રે;
રમવા આવોને રે !

બંસી બજે છે રાસની ને,
કાંઇ ઘેલા બને છે પ્રાણુ રે;
રમવા આવોને રે !

સોનાના મંગાવ્યા સોગઠાં ને,
કાંઇ હીરલાના દાણુ હજાર રે;
રમવા આવોને રે !

સોળસેં ગોપી ટોળે વળી ને,
કાંઇ શોભે છે સોળ શણુગાર રે;
રમવા આવોને રે !

## મા

(દૂધે તે ભરી તળાવડી)

મીઠી તે મીઠી મારી માવડી હૈયે અદ્‌ભુત પ્રેમ
ખારા સાગરમાં મીઠી વીરડી હૈયું તે સાચું હેમ
મીઠી—૧

હૈયામાં હેત તલાવડી મીઠી તે અદ્‌ભુત પ્રીત
હૈયામાં ભાવના ભરપુરે ઘેલું બને જોઈ ચિત
મીઠી—૨

આત્મા કેરી જ્યોતિએ આત્મા કેરી પાંખ
જીવનનો આધાર માડી મારી આત્માની છે આંખ
મીઠી—૩

હૈયું ખીલ્યું તે શું ચાંદની વેણે સુધા છલકાય
આનંદે નિત્ય માવડી મુખ દેખી મલકાય
મીઠી—૪

હૈયાના શોણિત પાઈને ઉછેર્યો જેણે દેહ
માતાના ઉપકાર એ કેમ દેવાયે છેહ!
મીઠી—૫

# બ્હેન

[ લક્ષ્મણ લક્ષ્મણ બંધવા રે. ]

સાગરમાં મીઠી વીરડી રે, એવી બેન તું મારે,
વેણ મધુ તારા લાગતાં રે, જાણે અમૃત ધારે. ૧

વીરનાં રક્ષણ માટ બ્હેની, તું તો વ્રત કરે છે,
સ્નેહ થકી શુભ ઇચ્છતી રે, બ્હેની ભાવ ભરે છે. ૨

અમી ભર્યું તારી આંખમાં રે, બ્હેન ચેતના આપે,
સંજીવની તારી જીભમાં રે, દુઃખ ભાઈનાં કાપે, ૩

નાનો હતો ત્યારે પારણે રે; બેન રોજ ઝુલાતી,
હાલરડાં મીઠાં સુરથી રે, કેવા પ્રેમથી ગાતી ? ૪

પ્રભાતમાં ખેલ ખેલવી રે, બ્હેન ગીતડાં ગાતી,
સાંજ પડે રોજ મંદિરે રે, તેડી રમવા જાતી. ૫

બાળપણાના સંભારણાં રે, આજે સાંભરે મુને,
ચાલી ગઇ તું સાસરે રે, આજે સંભારૂં તુંને. ૬

મહિયરનો મીઠો વાસ હો બ્હેની, સુખ સાસરે કેવા ?
આવ બેની મારાં આંગણે રે, મારાં દુખણાં લેવા, ૭

# ભાભી

[ વાંસલડી વાગે ને મ્હારા મન હરે— ]

આકાશે ચમકે રૂપાળી વીજળી,
વીરનાં હૈયે ચમકે જીવન જ્યોતજો. આકાશે. ૧

ભાભલડી તું ભાવસરે ભીંજાયલી,
હરતી મ્હારા વીરનાં જીવન ઝેર જો. આકાશે. ૨

રસપૂર્ણિમા ઉગી વીરના અંતરે,
ઝરતી અમૃતઝરણી મીઠી ધાર જો. આકાશે. ૩

વીરને ઊર અંકુરે ફૂલની વેલડી,
મ્હેકે મીઠી સૌરભ આ સંસાર જો. આકાશે. ૪

બોલે બોલે દિલ જીતે તું સહુતણાં,
ભાભી મ્હારી પ્રેમતણો અવતાર જો. આકાશે. ૫

બાલુડાં કિલ્લોલે વીરનાં આંગણે,
કુળની લીલી વાડીનો આધાર જો. આકાશે. ૬

# ગૃહિણી સન્માન

[ ઓધવજીના સંદેશાને ]

ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિં
દેવ રમે ત્યાં સમૃદ્ધિ છલકાય જો
વિમળ વાણી સ્નેહ અને છે સંપ જ્યાં
હેત સદા ત્યાં હૈડામાં ઉભરાય જો
ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિં

અંતરના અંધારા વિલાતા વેગથી
હૃદય મંદિરે પ્રસરે પૂર્ણ પ્રકાશ જો
જીવન નવજીવનને ચેતન આશથી
પુલકિત રોમે રોમ સદા ઉલ્લાસ જો
ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિ

ગૃહકુંજ ગાજે બાલ તણાં કિલ્કારથી
રસગીત ગાતા પ્રકટે જીવન જ્યોત જો
શુદ્ધ પ્રેમની વાગી રહે બંસી સદા
મીઠડા વચનો પ્રણુય મંત્રના સ્તોત્ર જો.
ગૃહિણીના સન્માન થતાં જે ઘર મહિ

## નણંદી

[ આજ રસિયો આવ્યો છે ]

નણંદીનો નેહ મ્હારે અંતરે ઝરે,
અંતરે ઝરે ને હૈયું હેતે ભરેઃ નણંદી.

આવે પીયરીએ રૂમક ઝુમક એ,
નણંદી આવીને લાડઘેલા બનેઃ નણંદી.

કામ કરે કાજ કરે અજવાળે આંગણા,
નણંદી દેખું ને મારા દુઃખડાં ટળેઃ નણંદી.

ભાવભર્યાં સાસુને સસરાજી મારાં,
નણંદી દેખીને નયણાં ઠરેઃ નણંદી.

સોળે શણગાર મારાં નણદલ બાઇને,
સાસરામાં સ્નેહની સુવાસે ફરેઃ નણંદી.

## સાસરિયું

સ્નેહભર્યાં સાસુને સસરાજી મારાં
નેહભર્યાં નણદલ નિહાળતી હો,
સ્નેહભર્યું સાસરૂં સુહાવતી. ટેક

ભાવભર્યાં જેઠ ને જેઠાણીજી મારાં,
લાડઘેલા દિયર મનાવતી હો, સ્નેહ૦

પ્રેમભર્યાં પ્રાણરૂપ પ્રિયતમજી પ્યારા
ઉરના ઉલ્લાસે આરાધતી હો, સ્નેહ૦

લીલી વાડી સોહે મધુ બાલક ટહુકારથી
હાસ્ય તણે ફૂલડે વધાવતી હો, સ્નેહ૦

ધન ધાન્યભર્યાં મારે ઓરડે અનંતા
ગોરી ગાવડીની ગોરસી ગજાવતી હો. સ્નેહ૦

આંગણીએ પૂરૂં નિત્ય મોતીના સાથીયા
રિદ્ધિ સિદ્ધિ છલકાવતી હો, સ્નેહ૦

સરખી સાહેલી ગણું પાડોશણુ બ્હેનને
રાસ ખેલી હૃદય રીઝાવતી હો, સ્નેહ૦

## વ્હાલમની વાટ

મને અંતરમાં લેહ એક લાગી,
કે દેહભાન ત્યાગી, વ્હાલમની વાટ જોતી ૧

ઝુલે હૈયું આશાની વેલે,
યૌવન ખેલ ખેલે, વ્હાલમની વાટ જોતી. ૨

મ્હારા હૈયામાં મંજરી મ્હોરે,
પ્રણય રસ ફોરે, વ્હાલમની વાટ જોતી. ૩

ચન્દ્ર ખીલે ને ચાંદની શોભે,
અંતર નવ થોભે, વ્હાલમની વાટ જોતી. ૪

મ્હારૂં હૈયું ચડયું છે હેલે,
હૃદય રંગ રેલે, વ્હાલમની વાટ જોતી. ૫

જેવી સાગર સૂની સરિતા,
વ્હીલી હું વનિતા, વ્હાલમની વાટ જોતી. ૬

મધુબંસી કોકિલાની બોલે,
કે હૈયું ચડયું ઝોલે, વ્હાલમની વાટ જોતી. ૭





વ્હાલમની વાટ જોતી

## માતા

અમૃત ભર્યું હો અમૃત ભર્યું !
માતાના નયને અમૃત ભર્યું : !

આત્મા વલોવીને નવનીત અર્પિયું,
હૈયામાં માતાએ અમૃત ભર્યું :
પ્રસરાવી પ્રાણને અમૃત ભર્યું ! ૧

રડતા રમાડીને પારણે ઝુલાવ્યો,
હાલરડાં ગાઈને અમૃત ભર્યું ;
પ્રફુલ્લાવી પ્રેમને અમૃત ભર્યું ! ૨

ખાન પાન જ્ઞાનભાન ગુંજનના ગાને,
એવા મીઠાઈ મધ અમૃત ભર્યું :
સોહાવી જીવનને અમૃત ભર્યું. ૩

ભાવના ભલી માત હૈયે અહર્નિશ,
આશિષવચનેથી અમૃત ભર્યું :
ઉછાળી આનંદને અમૃત ભર્યું ! ૪

કોટિ કોટિ ઉપકાર માત તારા,
સ્વર્ગથી અધિક તેં અમૃત ભર્યું.
ઉજાળી હૈયાને અમૃત ભર્યું ! ૫

## સોહાગણ

( ધીમે ધીમે ગાડી હાંકો બાદલશા )

હૈયામાં જ્યોતિ ઝળકાવે, સોહાગણ,
ચાંદની શું મુખ મલકાવે;

નેહભર્યાં નયણાં નચાવે, સોહાગણ,
હૈયાને હેતથી હસાવે.

ગુણવંતી શોભતી પ્રકાશે, સોહાગણ,
જીવન રસભરી આશે.

ફૂલડાં શી ફોરમ સુહાસે, સોહાગણ,
જીવન વાડી ઉલ્લાસે.

કોડીલા ભાવ ભર્યા ભાવે, સોહાગણ,
આનંદ રસ છલકાવે.

જીવનસાખ્યને સોહાવે, સોહાગણ,
ફૂલની તે વેલ પ્રફુલ્લાવે.

રંગ સોહે ગુલાબી ગાલે, સોહાગણ,
સોહે શી બીજ બિન્દી ભાલે.

અંબોડે વેણી સોહે બાલે, સોહાગણ,
પ્રસરે છે પરિમલ ચાલે.

રાસ ગાતી એવા દિવ્ય રાગે, સોહાગણ,
સોહંતી ફૂળના સોહાગે

મધુબંસી શા બોલ મીઠા લાગે, સોહાગણ,
હૈયામાં ચેતના જાગે.

## રસિયાનો રાસ

મેં તો બાંધ્યાં તોરણીયાં લીલાં,
છે રંગો રસીલા, રે રસિયો રંગે ભર્યો. ૧

મેં તો આંગણીએ તુલસી વાવી,
પારીજાત લાવી, રે રસિયો રસે ભર્યો. ૨

મેં તો પુર્યા છે સ્વસ્તિક સારા,
વ્હાલમ પ્યારા, રે રસિયો રંગે ભર્યો. ૩

મેં તો ગૂંથી છે ફૂલહાની માળા
છે રંગો રૂપાળા, રે રસિયો રસે ભર્યો. ૪

મેં તો કંકાવટી લીધી હાથે.
છે અક્ષત સાથે, રે રસિયો રંગે ભર્યો. ૫

મેં તો રૂપ રસ રંગને લીધા,
પ્રણય દાન દીધા, રે રસિયો રસે ભર્યો. ૬

## વ્હાલમ

[ વનનાં આમંત્રણ આવ્યાં વ્હાલમજી ]

રસ–તાને ગાજે ઉરમાં વ્હાલમજી
એવા એ રસ તો રંગે ભર્યાં.

પ્રેમગાન ગાજે હૈયે વ્હાલમજી
નિર્દોષ પ્રેમે દીલડાં હર્યાં.

મધુરા ગાને નાચે છે વ્હાલમ
દીલડાંનાં રસ દર્દો બળે.

પ્રેમતણાં તાને રાચે છે વ્હાલમ
પ્રિય મિલનેથી વિરહ ટળે.

સંસાર લીલા ખેલે છે વ્હાલમ
હૃદયેથી પ્રાણ ગંગા વહે.

અંતરમાં અમૃત રેલે છે વ્હાલમ
પિયુષ સ્રવતાં હૈયાં રહે.

## મીઠી મૂંઝવણ

( વીરાજીના ભેટે ઝુલે છે )

સરખી સાહેલી સંગ સરિતાએ સંચરી
આછેરા નિર ભરાય
સાહ્યબા, સામે ઊભા રે. ૧

મંદ મંદ ચાલુ મધુ વાતોના તાનમાં
કોકિલ શો કંઠ ટહુકાય
સાહ્યબા, સામે ઊભા રે. ૨

માથે મોટું બેડું મારી મચકાતી ચાલમાં
નવરંગી સાડી લહેરાય
સાહ્યબા, સામે ઊભા રે. ૩

સખીઓ! પજવે છે મને નયનો નચાવતી
કેમ કરી ઘુમટો તણાય?
સાહ્યબા, સામે ઊભા રે. ૪

લોક તણી લાજમાં ને પ્રેમનાં પ્રવાહમાં
હૈયું હિલોળા ખાય
સાહ્યબા, સામે ઊભા રે. ૫

અંગ પ્રતિઅંગમાં ઊર્મિઓ ઉમેટતી
ચીતડામાં ચટપટ થાય
સાહ્યબા, સામે ઊભા રે. ૬

નેહ ભર્યાં નયનોએ વ્હાલમ નિહાળતાં
ચાલ્યા એ મુખ મલકાય
સાહ્યબા, સામે ઊભા રે, ૭

## મારી ઝૂંપડી

**( છેટો છેટો તે નંદના )**

મને વ્હાલી લાગે તે મારી ઝૂંપડી હો બેન
મોટા ઝૂકે ઝરૂખા ઝૂલતાં રે;
ભલે મહેલોના ઉંચા પડથાર—મને. ૧

મોટા મહેલોમાં ગાજે છે રેડિયો રે;
કરે મઢુલીએ બાલ કિલ્કાર,—મને. ૨

મોટા મહેલોએ મોટર ગાજતી રે;
મારે ગાવડીના ગોરસ ઘમકાર,—મને. ૩

ભલે મહેલે મીષ્ટાન ભાતભાતનાં રે;
મારે ભોજન અમીના ઓડકાર,—મને. ૪

સોહે મખમલ બિછાના મહેલમાં રે;
મારે સૂવા ધરતીનો પગથાર,—મને. ૫

બળે મહેલે હજાર દીવા વિજળી રે;
મારે આંગણીએ પુણ્યનો પ્રકાશ,—મને. ૬

મોટા મહેલોમાં ભૂત ભમે પાપનાં રે;
મારી ઝૂંપડીએ સત્યના ભગવાન,—મને. ૭

## પૂજારણ



## પૂજારણ

[ કાર્તિક માસે કૃષ્ણ કૃપાળા ]

મંદિર દ્વારે પૂજારણ એ,
પૂજન કરવા આવે, અદ્દભુત લ્હાવે રે;
ધૂપદીપ પ્રગટે હો !
શરદ પૂનમનો ચાંદો ખીલ્યો,
તારલીયાની ભાતે, રંગભર રાતે રે;
ધૂપદીપ પ્રકટે હો !
સોળે ધરી શણગાર પૂજારણ,
રૂમ ઝુમ ઝાંઝર ઝણકે, હૈયું હલકે રે;
ધૂપદીપ પ્રગટે હો !
ફુલ ભરી છાબે સ્નેહ સુવાસે,
મંદ મંદ મુખડું મલકે, ફૂલડાં મહેકે રે;
ધૂપદીપ પ્રકટે હો !
કુમકુમ કંકાવટી રત્ન જડેલી,
પૂજન થાળે સોહે, મનડું મોહે રે;
ધૂપદીપ પ્રગટે હો !
દર્શન આશે આવી પૂજારણ.
પૂજન આરતિ ગાજે, પ્રભુ બિરાજે રે;
ધૂપદીપ પ્રકટે હો !
સીતા સાવિત્રી સમ સત્ય શીલે,
હૈયું દિવ્ય ઉજાશે, પૂર્ણ પ્રકાશે રે;
ધૂપદીપ પ્રકટે હો !
સ્તુતિ કરી ભાવેથી પૂજારણ,
પ્રભુની આશિષ યાચે, જીવન રાચે રે;
ધૂપદીપ પ્રકટે હો !

# નિમંત્રણ

[ મળવા આવો સુંદર વર શામળીયા ]

ઊંચે ઊંચે ખીલ્યા તે રૂડાં તારલીયા,
મહિં ચાંદાના ચમકાર;
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૧

મેં તો બાંધ્યાં તોરણીયાં બારણીએ,
સજી લીધા સોળે શણગાર;
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૨

મેં તો અત્તરનાં તેલનાં દીવા કર્યા,
ગુંથાવી છે ફૂલડાંની માળ;
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૩

મારા પાયે તે ઝાંઝર ઝમકન્તા,
રૂડા ઘુઘરીના ઘમકાર;
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૪

મધરાતલડી આનંદકારી,
થાતાં કોયલના ટહુકાર;
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૫

મ્હારા હૈયામાં આશા ને હોંશ ભરી,
આવો આવો આશાના અંબાર;
રમવા આવો ખીલી આ ચાંદનીએ. ૬

# મહિયારી

[ કારતક મહિને કૃષ્ણ કૃપાળા ]

મથુરા જાતી મહિયારીએ,
મહીની મટુકી લીધી, હૈયું વીંધી રે;
મુરલી વાગે હો ! ૧

વૃન્દાવન વાટે મલપાતીએ,
ધીમે ધીમે ગુંજે, કોકિલ કુંજે રે;
મુરલી વાગે હો ! ૨

કામણુ ભરેલી કિકિઓ નાચે,
મહીડાં મધુરાં છલકે, હઇડાં ઢળકે રે;
મુરલી વાગે હો ! ૩

નાકે નકવેસર મોતી ઝૂલે,
હૈયાં હારે હલકે, ઝાંઝર ઝણુકે રે,
મુરલી વાગે હો ! ૪

નવરંગ ચૂંદડીએ મદમાતી,
મધુરૂં મુખડું મલકે, પાંપણુ પલકે રે;
મુરલી વાગે હો ! ૫

ગૌ ચારંતા ગીરિધારીએ,
પાલવ લીધો પકડી, જીવન જકડી રે;
મુરલી વાગે હો ! ૬

મારગ માંહે ગોરસ લૂંટી,
અમી ભરેલી આંખે, પ્રેમની પાંખે રે;
મુરલી વાગે હો ! ૭

## કુમકુમવ્રત

[ વ્હાલમની વાટ જોતી ]

વ્હેલા ઊઠી સોહામણી સવારે
આનંદને અંબારે
રૂડા કુંકુમના ચાંદલા.

સુહાસણુનો આશીર્વાદ લેતી
આશિષ વળી દેતી
રૂડા કુંકુમનાં ચાંદલા.

કરૂં પીપળા ને ગાયને ઉમંગે
સહીયરોની સંગે
લાલ કુંકુમના ચાંદલા.

ચોક ચૌટા ને મંદિરો ફરતી
ભાવેથી ભમતી
અહો ! કુંકુમના ચાંદલા.

લીધી કુંકુમ કંકાવટી સુહાતી
મધુપ મલકાતી
મધુ કુંકુમના ચાંદલા.

ફળો મંગલ કામના અમારી
આશિષ એ તમારી
ધરૂં કુંકુમના ચાંદલા.

રૂડો શ્રાવણ ગોરમ્ભડે ગાજે
પ્રભાત વાયુ રાજે
ચોકે કુંકુમ ચાંદલા.

# યુગરેખા

[ સાસુ વહુનો સંવાદ ]

ગોરી ગોરી ગાવડીનાં દૂધડાં જમાવતી.
ગોરસ પ્રભાતે ગજાવતી હો !
વહુ મારી સાંભળો.

ગોરી ગોરી ગાવડીનાં દૂધડાં ઉકાળતી,
પ્રાયમસ પ્રભાતે પેટાવતી હો !
સાસુજી સાંભળો.

ગોરસી ગજાવતી ને નવનીત ઉતારતી,
હોંશેથી હૈડાંને ઠારતી હો !
વહુ મારી સાંભળો.

પ્રાયમસ ગજાવતી ને ચા હું પકાવતી,
હોંશેથી હૈડાંને બાળતી હો !
સાસુજી સાંભળો.

ગોરસ નવનીત ઘૃત નવનિત આપે,
રોમ રોમ શક્તિ પ્રસરાવતી હો !
વહુ મારી સાંભળો.

મોરસ ચા દૂધ ને પાણીનો ઉકાળો,
પીને હું હાડેહાડ ગાળતી હો !
સાસુજી સાંભળો.

કાયા સુદ્રઢ મારી ગોરસ પ્રતાપથી,
નયનોના તેજને ઉજાળતી હો !
વહુ મારી સાંભળો.

નયનો ને અંગ મારા રોગે કંપાવતી,
પ્રાયમસમાં કાયાને બાળતી હો !
સાસુજી સાંભળો.

( નીચેની કડી સાસુ વહુ સાથે બોલે છે )

યુગ યુગ જીવો મારે આંગણીએ ગાવડી.
ગોરસમાં સૌ રસ ભાળતી હો !
લાખ લાખ લાભથી.

## ગામડિયણનો રાસ

[ ધીમે ધીમે ગાડી હાંકો બાદલશા ]

રોજ રોજ વેઠના વારા, હવાલદાર
રોજ રોજ વેઠના વારા.

દેતો શું રોજ રોજ ડારા, હવાલદાર
કેવા આ રાજના ધારા ?

રોજ રોજ સા'બના ઉતારા, હવાલદાર
રોજ રોજ સા'બના ઉતારા.

સ્હેવાં તે દુઃખડાં અકારાં, હવાલદાર
ખેડુનાં જીવતર ખારાં.

ભેંશુના દૂધ લઈ જાવાં, હવાલદાર
ગાયોનાં દૂધ લઈ જાવાં.

ટીપું ન બાળકને ખાવા, હવાલદાર
કેટલાં દુઃખડાં ગાવાં !

ટાળી બળદના ચારા, હવાલદાર
લઈ જાતો રજકાના ભારા.

ભરવા પડે છે કઢારા, હવાલદાર
રૂઝાશે ઘા ક્યારે મારા ?

આવે ખળામાં દાણા, હવાલદાર
ભરવા મહેસુલનાં નાણા.

વાણિયાનાં ભરવાં ભાણાં, હવાલદાર
ખેડુનાં કર્મે પાણાં.

રાજના નોકરો માથે, હવાલદાર
દેવાના ડુંગરા માથે.

રળતાં સોનાના હાથે, હવાલદાર
તોયે ન ખાવાનું બાથે.

## ચંદ્રદર્શન

[ વળો વળો મારાં બાઈજી રે લંકા લાખી દેખાડું. ]

બાલુડાં રામજીએ ચાંદો દીઠો,
ને લેવા માટે કજીયો કીધો;
રામ રડે ને રીઝવે માત,
બાળકની હઠ માને ન વાત. —૧

છાના છાના રહો મારા રામ કૌશલ્યા માત મનાવે,
હાથી મંગાવે ને, ઘોડા મંગાવે,
પૂતળી સોને મઢાવે રે રામ માતા મનાવે. છાના—૨

પારણે ઝુલાવે ને હાલા ગવરાવે,
ભમ્મર ગરીયા ફેરાવે રે રામ માતા મનાવે. છાના—૩

માવડી આપે મેવા મીઠાઇ
રામની હઠ તે લીધી ન જાય;
આભનો ચંદ્ર બતાવતા જાય
ને રામજી દડ દડ રડતા જાય; —૪

છાના છાના રહો મારા રામ કૌશલ્યા માતા મનાવે,
પોપટ પઢાવે ને મોરલા નચાવે,
રામ આભનો ચાંદ બતાવે રે રામ માત મનાવે.
પારસમણીની આરસી રે માતા
એક મંગાવે ,માંહે આભનો ચાંદ બતાવે રે રામ
માતા મનાવે. છાના—૫

ચાંદો દેખીને રામ રમતા થયા,
ને આંગણીયે દીપક પ્રગટયા;
ચંદ્રતણું બિંબ નીરખી રે રામે મુખ મલકાવ્યું,
માતા રામને ચંદ્ર બતાવે રે રામ માતે મનાવ્યા.—૬

( આ રાસ ફરતાં ફરતાં અને વચ્ચે ઊભા રહી ગાઇ શકાય )

# ભીલડી

(હીંચમાં)

ભીલડી ભીલડી ભીલડી રે, રંગ ભીલડી
મ્હારી મઢુલીયે આવ્ય રે, રંગ ભીલડી

તમારી મઢુલીયે નહિ આવું
મ્હારે રૂડા તે વનના વાસ રે, હું નહિ આવું.
મ્હારી મઢુલીનો હું મહેલ ચણું
વનમાં બાંધુ વિહાર રે. રંગ ભીલડી.
એવા મહેલ બગીચાને શું રે કરૂં !
મ્હારે રૂડા તે રંકના વાસ રે, હું નહિ આવું.
ત્હારા માટે હીરા ને મોતી લાવું
સજાવું સોળે શણગાર રે, રંગ ભીલડી.
એવા હીરા ને મોતીને શું રે કરૂં !
મ્હારે રૂડી તે ગુંજાની માળ રે, હું નહિ આવું.
ત્હારે માટે ભોજનીયા ભાવંતા
સોના રૂપાના મંગાવું થાળ રે. રંગ ભીલડી
મ્હારે ભોજનીયાં ફળ ફૂલનાં
પાતળના રૂડા થાળ રે, હું નહિ આવું.
ત્હને મ્હારા હૃદયની રાણી સ્થાપું
મ્હારા જીવનનો આધાર રે. રંગ ભીલડી.
તમારે પારવતી પતિવ્રતા
હું તો ભીલડીની જાત કજાત રે, હું નહિ આવું.
એ પારવતી તો ત્હારી દાસી થશે
આ શંકર ત્હારો દાસ રે, રંગ ભીલડી.
આજ પારવતીને દાસી કહો
કાલ મ્હારા થશે એ હાલ રે, હું નહિ આવું.
વેશ બદલી પારવતી ભીલડી બન્યાં,
પતિવ્રતાનો જય જયકાર રે, રંગ ભીલડી.

## ઝાલર વાગે

( આજ નવ દુર્ગા )

મંદિરને દ્વારે ઝાલર વાગે,
ઝાલર વાગે રે ઝાલર વાગે,
સુતા પ્રભુજી પ્રભાતે જાગે,
મંદિરના દ્વારે ઝાલર વાગે. ૧

પુરૂષ પ્રકૃતિની જોડલી બિરાજે,
શોભા સોહામણી લાગે,
મંદિરના દ્વારે ઝાલર વાગે. ૨

આરતી પ્રભુને ધૂપ દીપ થાય છે,
ભક્તો સ્તુતિ ગાય મોટા રાગે.
મંદિરના દ્વારે ઝાલર વાગે. ૩

ડોલર ચમેલીના ફૂલ તણી માળા,
અત્તર ગુલાબની સૌરભ આગે,
મંદિરના દ્વારે ઝાલર વાગે. ૪

ગાજે નગારા ને ગાજે છે શંખનાદ,
પીડિતો ઊભા ન્યાય માગે,
મંદિરના દ્વારે ઝાલર વાગે. ૫

## પનઘટ

(નાગરવેલીયો રોપાવ)

પનિહારી લચકાતી આવે, સખીઓ સંગાથે લાવે,
થાતા કોયલ શા ટહુકાર.
નાદે પનઘટ ગાજે છે. ૧

હીંઢોણી મોતીની શોભે, હેલ સોના શી મન લોભે,
સજ્યા સોળે શણગાર.
નાદે પનઘટ ગાજે છે. ૨

નવરંગી ચૂંદડીઓ ફરકે, ભાલે ચાંદલીયો ચમકે,
રૂડાં ઝાંઝરના ઝણકાર.
નાદે પનઘટ ગાજે છે. ૩

સરિતા નિર્મળ નીરે, પનિહારી બેસી તીરે,
ભરતી પાંપણને પલકાર.
નાદે પનઘટ ગાજે છે. ૪

ધીમી નીર ભરીને ચાલે, મધુરી વાતોમાં મ્હાલે,
સરખે સરખીનો રણકાર.
નાદે પનઘટ ગાજે છે. ૫

# ગામડું

(જનનીની જોડ સખી)

રૂડું રૂપાળું મ્હારૂં ગામડું રે લોલ,
ગરવું ગુંજે એક સુર જો. રૂડું. ૧

શેરિયો ગજાવે સૂની બાલુડાં રે લોલ,
પાપ ને પ્રપંચ રહે દૂર જો. રૂડું. ૨

નંદનવન શાં આંગણા રે લોલ,
સોહે રળિયામણા ચોક જો. રૂડું. ૩

પનિહારી શોભે પાણી શેરડે રે લોલ,
હેલ સોહે ઢેલ જેવી ડોક જો. રૂડું. ૪

ભેંશો દુઝે ને દુઝે ગાવડી રે લોલ,
મહીડાના થાય ધમકાર જો. રૂડું. ૫

અમૃતથી લાગે મહી મીઠડાં રે લોલ,
ભર્યાં એમાં શક્તિના ભંડાર જો. રૂડું. ૬

ભાવનાં ભૂખ્યા વસે માનવી રે લોલ,
હૃદયમાં પ્રેમ ઉભરાય જો. રૂડું. ૭

સાદાઇથી જીવન જીવતાં રે લોલ,
ક્રાન્તિના દિવડાં પ્રગટાય જો. રૂડું. ૮

# મહિયારી

(વ્હાલમની વાટ જોતી)

મહિયારી મથુરા જાતી,
ને ચાલે મદમાતી, મહિયારણ ઘેલી બની રે. ૧

મટુકી મહીની લીધી,
ને પ્રેમ પ્યાલી પીધી, મહિયારણ ઘેલી બની રે. ૨

મંદમંદ મુખડે મલકે,
ને હૈયા હલકે, મહિયારણ ઘેલી બની રે. ૩

હાથમાં કંકણ ઝણકે,
ને ઝાંઝર રણકે, મહિયારણ ઘેલી બની રે. ૪

'ઊભી રહે રૂપ રંગ રાતી'
ને ધબકે છાતી, મહિયારણ ઘેલી બની રે. ૫

દાણ માગે છે વચમાં દાણી,
ને મન મુંઝાણી, મહિયારણ ઘેલી બની રે. ૬

નવરંગી ચૂંદડલી ફરકે,
ને માથેથી સરકે, મહિયારણ ઘેલી બની રે. ૭

કાનાને સાન સમજાવી,
ને આંખો નચાવી, મહિયારણ ઘેલી બની રે. ૮

'મહી લ્યો' કહેતી જાતી,
ને રસ બસ થાતી, મહિયારણ ઘેલી બની રે. ૯



રાસખેલન

## રાસ ખેલન

રૂપેરી ચાંદની ખીલી છે ચોકમાં,
આનંદ ઉરે ઉભરાય હો બહેન!
રાસ ખેલો તે રૂડા રંગથી. ૧

ચાંદો સોહે છે આભતણા ગોખમાં,
ચાંદેથી સુધા ઝલકાય હો બહેન!
રાસ ખેલો તે રૂડા રંગથી. ૨

તારાનાં વૃન્દ શોભે તેજતણા પુંજથી,
સખીવૃન્દમાં અમૃતની ધારા હો બહેન!
રાસ ખેલો તે રૂડાં રંગથી. ૩

મલપંતો વાયુ લાવે સંદેશા કુંજથી,
ઉછળે ચેતનતણા ફુવારા હો બહેન!
રાસ ખેલો તે રૂડાં રંગથી. ૪

સરવરને તીર ઘટા વૃક્ષની ઘેરાણી,
ફૂલડાં ઝુલે છે ગુલ્તાન હો બહેન!
રાસ ખેલો તે રૂડાં રંગથી. ૫

આંબાની ડાળે મધુ કોકિલાની વાણી,
અહિં ગુંજનનાં ઘેરાં તુફાન હો બહેન!
રાસ ખેલો તે રૂડાં રંગથી. ૬

રમતાને દંપતી રાચે સંસારમાં,
આનંદે સ્વર્ગ સુખ પામતાં હો બહેન!
રાસ ખેલો તે રૂડાં રંગથી. ૭



# રાસ ઘેલી

હું તો નાચું કુદું ને ફરું ફેર રે… …

# રાસઘેલી

(સુંદર વેણુ વાગે)

હું તો નાચું કૂદું ને ફરૂં ફેર રે, રસિયણ રાસઘેલી;
હું તો હૈયે રાચું ને ભુલું ઝેર રે, રસિયણ રાસઘેલી.
ખીલ્યો ચંદ્રા શું ચમકે વ્યોમ રે, રસિયણ રાસઘેલી;
મ્હારે હૈયે ચઢયું ઊર્મિનું જોમ રે, રસિયણ રાસઘેલી.
ઝગે તારલિયા આભે અમાપ રે, રસિયણ રાસઘેલી;
મ્હારા હૈયામાં આશાના જાપ રે, રસિયણ રાસઘેલી.
ઉર ઉછળે આનંદરસ ધારા રે, રસિયણ રાસઘેલી;
ઉર ઉછળે સ્નેહના પુવારા રે, રસિયણ રાસઘેલી.
બંસી ગાજે શ્રીયમૂનાને આરે રે, રસિયણ રાસઘેલી;
નાદ થાતો વૃન્દાવનની ડાળે રે, રસિયણ રાસઘેલી.
ખીલી ચાંદની ને નાચે ચકોર રે, રસિયણ રાસઘેલી;
બંસી બજાવે નંદના કિશોર રે, રસિયણ રાસઘેલી.
હું તો ચાલી ભાનભૂલી મદમાતી રે, રસિયણ રાસઘેલી;
'શરદ પૂર્ણિમા' ખીલી રંગ રાતી રે, રસિયણ રાસઘેલી.
નંદકુંવરને નયણે નીરખી રે, રસિયણ રાસઘેલી;
અંગે અંગ ફૂલીને હૈયે હરખી રે, રસિયણ રાસઘેલી.
હું તો નાચું કૂદુંને ફરૂં ફેર રે, રસિયણ રાસઘેલી;
રંગ તાળી દઈ ભૂલું જગ ઝેર રે, રસિયણ રાસઘેલી.



રંગતાળી

રંગમાં રંગતાળી

# રંગતાળી

રજની ખીલી રંગીન રૂપાળી રે, રંગમાં રંગતાળી,
ગાજે કુંજે કુંજે આમ્ર ડાળી રે, રંગમાં રંગતાળી. ૧

સરખી સાહેલીઓ સંગાથે રે, રંગમાં રંગતાળી,
લીધી ફૂલ મંજરીની છડી હાથે રે. રંગમાં રંગતાળી. ૨

પાય રૂમઝુમ ઘૂઘરી વાગે રે, રંગમાં રંગતાળી,
મ્હારા હૈયામાં ચેતના જાગે રે, રંગમાં રંગતાળી. ૩

રૂડો આભલીએ ચાંદલો સોહે રે, રંગમાં રંગતાળી,
દેખી તારલીયા મન મારૂં મોહે રે, રંગમાં રંગતાળી. ૪

બોલે કોકીલા આંબાની ડાળે રે, રંગમાં રંગતાળી,
શોભે શીળી સરોવર પાળે રે, રંગમાં રંગતાળી, ૫

કેવી આંખડીઓ પ્રેમમાં પ્રકાશે રે, રંગમાં રંગતાળી,
ખેલ ખેલોને રાસના ઉલ્લાસે રે, રંગમાં રંગતાળી. ૬

## મધુબંસી

( રૂડું રૂપાળું મારૂં ગામડું રે લોલ )

બંસરી બજાવે શ્રીકૃષ્ણજી રે લોલ
તેનો નાદ મૃદુ સંભળાય જો. બંસરી. ૧

સ્નેહમંત્રો ગાજી રહ્યા નાદમાં રે લોલ,
મોહિની ભરેલી અદ્દભૂત જો. બંસરી. ૨

નીર યમૂનાજીના સ્થંભી જતાં રે લોલ
બ્રહ્મા શંકર ચુકી જતા ધ્યાન જો. બંસરી. ૩

વાછરૂ નાચેને રાચે ગાવડી રે લોલ
ઘેલી ગોપીઓ ફરે વનમાંહ્ય જો. બંસરી. ૪

મોતી ચરંતા નાચે મોરલા રે લોલ
મેના પોપટ કોયલના ટહુકાર જો. બંસરી. ૫

ગોકુળિયું ગાજે મધુ નાદથી રે લોલ
ગાજે વૃન્દાવનનો ચોક જો. બંસરી. ૬

અમી વર્ષાવે આભે ચન્દ્રમા રે લોલ
ખીલી શરદ પૂનમની રાત જો. બંસરી. ૭

## બ્હાવરી

( આજ રસિયો )

આજ ગાયોના ગોપાળ કૃષ્ણે બ્હાવરી બનાવી,
બંસરી બજાવી મ્હારા હૈયાને હસાવી. આજ૦ ૧

(સાખી)

કુંજે કોકિલા ટહુકતી, રસ ગીતના રણકાર,
સ્નેહ દીપિકા ચેતવે, આનંદને અંબાર.
ધૂન પ્રેમની ગજાવી, લોક લાજને મેલાવી. આજ૦ ૨

(સાખી)

ચન્દ્ર ચાંદની ચમકતી, મધુ સુધા ઝલકાય,
રૂડાં તારક ચળકતા, અંગે અંગ પુલાય.
રસ ઝંકારમાં ભીંજાવી હૈયે ચેતના જગાવી. આજ૦ ૩

(સાખી)

આત્માને પ્રફુલાવીને, રીઝાવતા વ્રજનાથ,
ફૂલમાળા હસ્તે ધરી, સોહે સખીઓ સાથ.
મધુ રાસને રચાવી, ધૂન પ્રેમની મચાવી. આજ૦ ૪

## વિશ્વને વધામણે



ચાલી હું વિશ્વને વધાવવા

# વિશ્વને વધામણે

અક્ષત લીધાને સાથ લીધી કંકાવટી,
પૂજનનો થાળ છે અનૂપ રે.
ચાલી હું વિશ્વને વધાવવા.

રંગી નવરંગી ફૂલડાં મેં ચૂંટયાં,
લીધી હાથે મેં દીવડાની જ્યોત રે.
ચાલી હું વિશ્વને વધાવવા.

અબીલ ગુલાલ ને કેસરનાં છાંટણાં,
છાંટીશ જગકેરે ચોક રે,
ચાલી હું વિશ્વને વધાવવા.

સમૃદ્ધિ ભરેલા આ વિશ્વને વધામણે,
રિદ્ધિ સિદ્ધિ છલકાય રે.
ચાલી હું વિશ્વને વધાવવા.

નયને સમદૃષ્ટિ મારે હૈયે સમભાવના,
શિયળના ધરી શણગાર રે.
ચાલી હું વિશ્વને વધાવવા.

# ચાંદની

(વસંત થૈ થૈ નાચી રહ્યો)

સખી ! આજ ચન્દ્રની ચાંદની ખીલી રહી,
ખીલી રહી, જગ ખીલાવી રહી, સખી !

સાખી

પૂર્ણિમા રસ ચન્દ્રથી, વરસે અમૃતધાર;
તારલિયા ઉલ્લાસથી, મલકે મુખ અપાર.

શોભા રળિયામણી, સખીઓ સોહામણી;
ચાંદનીનાં તેજમાં શોભી રહી,
શોભી રહી, જગ શોભાવી રહી. સખી !

સાખી

ચકોર વિલસે ચિત્તમાં, ઝીલી અમી રસધાર,
વન ઉપવન ખીલી રહ્યાં, કોકિલના ટહુકાર;

પ્રેમ રસ ઘેલડી, ઝીલે અલબેલડી,
હૈયાની ઊર્મિઓ ઉછળી રહી;
ઉછળી રહી, જગ ઉછાળી રહી. સખી !

## આભના શણુગાર

[ રૂડું રૂપાળું મારૂ ]

આભે ઉગે તે રૂડો ચાંદલો રે લોલ
ચાંદેથી સુધા છલકાય જો...આભે૦

આભે ઝગે તે રૂડા તારલા રે લોલ
તારલા તેજે હરખાય જો...આભે૦

આભે ચમકે તે રૂડી વિજળી રે લોલ
વિજળી તેજે મલકાય જો...આભે૦

આભે ઉગે તે રૂડી ઉષા રે લોલ
ઉષાનાં રૂપ લહેરાય જો...આભે૦

આભે ખીલે તે રૂડી સંધ્યા રે લોલ
સંધ્યાના રંગો ઝલકાય જો...આભે૦

આભે ઘનઘોર રૂડી વાદળી રે લોલ
વાદળીથી અમૃત વર્ષાય જો...આભે૦

મેઘ ધનુષ્ય ખીલે આભમાં રે લોલ
રૂપાળા રંગો રેલાય જો...આભે૦

## હૈયાકાશે

**( સ્નેહીનાં સોણલાં આવે )**

આકાશી વાદળે કાળી કાળી વાદળી,
તારલાંના તેજને ડુબાવતી જી રે!
હૈયાના આકાશે વેદનાની વાદળી,
કલ્પનાના તેજને ડુબાવતી જી રે!
આકાશી વાદળે ચમકે છે વિજળી,
ધરતી ને આભને ઉજાળતી જી રે!
હૈયાના વાદળે આશાની વિજળી,
હૈયું ને જીવન ઉજાળતી જી રે!
આકાશી વાદળે ઉગે છે ચન્દ્રમા,
મીઠડાં અમિ વરસાવતો જી રે!
હૈયાના વાદળે ભાવનાનો ચન્દ્રમા
લાગણીના પૂરને ઉછાળતો જી રે!
આકાશી વાદળે ભાનુના ભર્ગથી,
કોટિ કિરણપાંખ ફૂટતી જી રે!
હૈયાના વાદળે પ્રેમની જ્યોતિથી,
ત્યાગ તણી દિપ્તી પ્રકટતી જી રે!
આકાશી વાદળે મેઘધનુષ્ય રંગ,
નેહભર્યાં નયનો નચાવતાં જી રે!
હૈયાના વાદળે કલ્પના તરંગો
ઘડી રડાવતાં હસાવતાં જી રે!
આકાશી વાદળે પ્રભુજી બિરાજતાં,
અભેદાનંદમાં મ્હાલતાં જી રે!
હૈયાના વાદળે આત્માના તેજમાં
જીવન નાચતાં રાચતાં જી રે!

## સ્વાગત રાસ

[ મારે ગોકુળીએ ]

હૈયાના દેવને આપું નિમંત્રણ
મારે મન્દિર પધારજો હો રાજ
આજ મારે મન્દિરીએ

મારે મન્દિર પૂર્યા સ્નેહતણા સાથિયા
સ્નેહભર્યાં સ્વાગત સ્વીકારજો હો રાજ
આજ મારે મન્દિરીએ

મારે મન્દિર ધ્વજા પ્રેમતણી ફરકે
પ્રેમમંત્રો હૃદયે ગજાવજો હો રાજ
આજ મારે મન્દિરીએ

મારે મન્દિર રૂડાં પ્રેમવૃક્ષ રાજતાં
ફૂલતણી માળા ઉર ધારજો હો રાજ
આજ મારે મન્દિરીએ

મારે મન્દિર ઉડે રસતણા ફુવારા
આનંદે રસધારા ઝીલજો હો રાજ
આજ મારે મન્દિરીએ

મારે મન્દિર સોહે સિંહાસન શૌર્યનાં
આશાભર્યાં નૈવદ્ય સ્વીકારજો હો રાજ
આજ મારે મન્દિરીએ

અંતરના દેવ તારી ઉતારું આરતી
જીવનભર પ્રેમને નિભાવજો હો રાજ
આજ મારે મન્દિરીએ

## વર્ષા

(અમોલડા શાને લીધા છે!)

વિજળી કરે છે ચમકાર, વાદળીઓ આભે ઝુલે છે.

ગાજે છે મેહુલો ને નાચે છે મોરલા,
હલકે છે ડુંગરડા ધાર,
વાદળીઓ આભે ઝુલે છે. ૧

ઘનઘોર વાદળાં આભે છવાયાં,
પડઘાના ગાજે પડકાર
વાદળીઓ આભે ઝુલે છે. ૨

પિયુ પિયુ ગજવે શોર બપૈયા,
કોયલના મીઠાં ટહુકાર.
વાદળીઓ આભે ઝુલે છે. ૩

સુરજ ચાંદાને આભે સંતાડયા,
સંતાડયા તારલા અપાર.
વાદળીઓ આભે ઝુલે છે. ૪

દુનિયાને તારવા મેહુલો આવ્યો,
ધરતીને અમૃત પાનાર.
વાદળીઓ આભે ઝુલે છે, ૫

પુષ્પો નવરંગી ને વૃક્ષો અનૂપ ખીલ્યાં,
પંખીના થાતા કિલ્લકાર
વાદળીઓ આભે ઝુલે છે. ૬

મંજુલ નાદથી ગાજે સરીતા,
છલકે સરોવરની પાળ.
વાદળીઓ આભે ઝુલે છે. ૭

# વસંત

[કારતક મહીને કૃષ્ણ કૃપાળા]

કૃષ્ણ બંસીના ગાન મધુરાં,
ગાજે રૂપલા રાતે, યમુના ઘાટે રે,
વસંત રંગ ભરી

વસંતનો ઉત્સવ આજે આ
કુદરત હીંચે હિંડોળે, કોકિલ બોલે રે,
વસંત રંગ ભરી

કુમકુમ પગલે ચાલી વધાવા,
ગીત મધુરાં ગાતી મંદિર જાતી રે
વસંત રંગ ભરી

કેવડાની છાએ કેસુડાંના ફૂલડાં
મહેંકે જીવન જંગે અદ્દભૂત રંગે રે
વસંત રંગ ભરી

રાસ મધુરાં સખીયો લેતી
ટીલડી ચંદન ભાલે કુમકુમ ગાલે રે
વસંત રંગ ભરી

## ફૂલડાં

(હ્યો હ્યો દુધડાં ગોરીલી ગાયનાં)

હ્યો હ્યો ફૂલડાં ચમેલી વેલનાં,
ડોલરનાં ફૂલડાં સોહાય જો;
હ્યો હ્યો ફૂલડાં ચમેલી વેલનાં.

પ્રફુલ ફૂલડાં બાગમાંથી આવ્યાં,
સૌરભ આનંદે છવાય જો;
હ્યો હ્યો ફૂલડાં ચમેલી વેલનાં.

શોભીતાં ફૂલડાં, શોભીતી વેલડી,
શોભાનાં રૂપ અંકાય જો;
હ્યો હ્યો ફૂલડાં ચમેલી વેલનાં

શોભીતાં ફૂલડાં સુગંધ ભરેલાં,
મધુ સુવાસ ફેલાય જો;
હ્યો હ્યો ફૂલડાં ચમેલી વેલનાં.

લીલુડી વેલડી માળીએ વાવી,
નિર્મળાં નીરથી પોષાય જો;
હ્યો હ્યો ફૂલડાં ચમેલી વેલનાં.

## ફૂલમાળા

( વાગી કટારી પ્રેમની )

ફૂલની ફૂલની ફૂલની રે
મેં તો ગૂંથી માળા એક ફૂલની
પ્રભુજી માટે અણુમૂલની રે, મેં તો૦

સ્નેહ સુવાસિત પ્રેમના બકુલ લઈ
વાણી મધુ મંજુલની રે, મેં તો૦

હૈયાને હેતે આ વિશ્વ વધાવવા
હૈયામાં જ્યોતિ પ્રફુલ્લની રે, મેં તો૦

વિકસાવવા વિશ્વની અમર વેલડી
જીવન ભાવના ડુલની રે, મેં તો૦

સારસ જોડી શી પ્રેમતણી જોડલી
ઐક્ય હૃદયનાં પૂલની રે, મેં તો૦

અંતર આશાને વિકસાવા વેગે
વાણી સુણું બુલબુલની રે, મેં તો૦

## મેંદીના પાને

મેંદીના પાને સખી રંગો લ્હેરાવજે
રંગોનાં રૂપ રેલાવજે રે લોલ
મેંદીના પાને૦

વદને વિકાસ ત્હારે ખીલ્યો અણુપાર છે
હાસ્યના ગુલાબ પ્રફુલ્લાવજે રે લોલ
મેંદીના પાને૦

જીવન વસંત ત્હારે નયન ચમકાર છે
કોકિલ શો કંઠ ટહુકાવજે રે લોલ
મેંદીના પાને૦

બુલબુલ શા ગાને સખી મીઠો ટહુકાર છે
સોળે કળા સુહાવજે રે લોલ
મેંદીના પાને૦

## આશાનો હિંચકો

**હું તો આશાને હીંચકે હીંચતીજી રે**

ઘડી દેખું અંધકાર,
ઘડી જ્યોતિના ઝગાર,
હું તો—

ઘડી ભયના ભણકાર,
ઘડી સુખના શણગાર,
હું તો—

ઘૂંટ કડવા પીનાર
ઘડી અમિનાં ઓડકાર,
હું તો—

ઘડી અગ્નિની ઝાળ,
ઘડી ઠંડી અંગાર,
હું તો—

ઘડી પહોંચું પાતાળ,
ઘડી આભે ઊડનાર
હું તો—

## મોરલાને

આવ મ્હારા આંગણે મધુરા મોર,
કરવા કલશોર
　　આવ મારે આંગણે મધુરા મોર. ૧

ડોલતાં ડોલતાં કલગી નચાવે,
ટહુકા કરીને હૈયાં હસાવે,
બાદલ ચઢ્યું ઘનઘોર.
　　આવ મારે આંગણે મધુરા મોર. ૨

થનગન થનગન કૂદડી ફરવા,
પિચ્છ કલાપે મનડાં હરવા,
ઢેલડીનાં ચિત્ત ચોર,
　　આવ મારે આંગણે મધુરા મોર. ૩

રંગભર રમવા પીંછા હલાવવા,
રસ હિલોળે ટહુકા ગજાવવા,
ચિતડું નાચે ચકોર.
　　આવ મારે આંગણે મધુરા મોર. ૪

વીણાના રવમાં રસબસ થાવા,
શારદા માતને મંદિર જાવા,
ગજાવવા આવજે શોર,
　　આજ મારે આંગણે મધુરા મોર. ૫

## કોકિલા

( વસંતની વાટ જોતી )

મધુ બોલે આંબલિયાની ડાળે
ને સરોવર પાળે
કોયલડી કાળી કાળી.

બોલે છે ડુંગરાની ધારે
ને સરિતા કિનારે
કોયલડી કાળી કાળી.

જોડલો સારસની પ્રેમે હસે છે
ને હૈયે વસે છે
કોયલડી કાળી કાળી.

કુંજે ગાજે છે પોપટના બોલે
ને મેના ડોલે
કોયલડી કાળી કાળી.

ઘટા આંબાની મોરલા નાચે
ને ઢેલ રાચે
કોયલડી કાળી કાળી.

કરે પંખી મધુ કિલ્લકારો
ને હોંશે ટહુકારો
કોયલડી કાળી કાળી.

ફૂલડાંથી વેલીઓ છવાય
ને ફૂળ મધુ ખાય
કોયલડી કાળી કાળી.

# પ્રેમ બંસરી

હું તો આજી નિંદરમાંથી જાગી,
કોયલડી
પ્રેમની બંસરી કયાં વાગી ?

સલુણાના મધુરા શમણેથી,
જબકીને હું તો જાગી
કોયલડી-૧

ગમણાં નયને નેહ ભરેલી,
લગની પ્રિતમની લાગી
કોયલડી-૨

અમિ છલકતી રસ રેલવતી,
ઉર પ્રફુલ્લ અનુરાગી
કોયલડી-૩

નાથ દર્શનની પ્યાસી બનો હું,
વૃત્તિઓ સર્વે ત્યાગી
કોયલડી-૪

મધુવનમાં કયાં બંસીબટમાં ?
કહે ગિરધર સુહાગી
કોયલડી-૫

નાદ બ્રહ્મના સ્વરે સ્વરે હું
ઘેલી બનીને ભાગી
કોયલડી-૬

રાધિકા હું કૃષ્ણ મિલનથી,
બની જઈશ સદ્દભાગી
કોયલડી-૭

## દેવના ડંખ

(છેટો છેટો રહે નંદના છોકરા રે)

એનો દૈવ રૂઠયો ને ડંખ લાગીયો રે
દૈવ રૂઠયે ન થાય કોઇ સ્હાય —એનો..

જુવો દાખલા અનેક ઇતિહાસના રે
આપે વેદ પુરાણુ પ્રમાણુ —એનો.

ભરે સાગરની અગસ્ત્ય અંજલિ રે
ત્યારે આવે ન કોઈની સ્હાય —એનો.

જેણે પુત્રી આપી પરમેશને રે
આપ્યો શંકરને ચન્દ્રમા ભેટ —એનો.

દીધો સપ્તમુખી અશ્વ સૂર્યને રે
આપ્યો ઈન્દ્રને ઐરાવત ભેટ —એનો.

કોટિ તેત્રીશ દેવને જીવાડિયા રે
અમી છાંટેલ મંથનને યુદ્ધ —એનો.

એણે માનવ દાનવને સંતોષિયા રે
દીધાં લાખ લાખના મોતી ભેટ —એનો.

એવા સાગરના સ્નેહીઓ કુટુંબીઓ રે
દૈવ રૂઠે ને પીએ રૂષિ રાય —એનો.

જુઓ રાવણના રાજને રોળિયું રે
એની સમૃદ્ધિનો ન્હોતો પાર —એનો.

જેને હતા સવા લક્ષ દીકરા રે
ઈન્દ્રજીત સમા બળવાન —એનો.

એણે શંકરને બ્રહ્મા સંતોષિયા રે
હતા કુબેરજીના ભંડાર —એનો.

એણે નવગ્રહ ઢોલીએ બાંધિયા રે
હતી કરોડોની સેના અપાર —એનો.

હરી સીતાને પાપ પ્રગટાવિયું રે
રોળ્યો રામે ધરી અવતાર —એનો.

જુવો દુર્યોધનની કેવી સંપત્તિ રે ?
હતા બંધવ સો ના પડકાર —એનો.

હતા કેવા ત્રિકાળજ્ઞાની કૌરવો રે
દ્રોણ ગુરૂની હતી જેને સ્હાય —એનો.

હતો ચક્રવર્તિ મહા રાજવિ રે
સ્હાયે ભીષ્મ જેવા ભડવીર —એનો.

હતા કર્ણ સમાન મહા મહારથી રે
મહાભારતના રણમાં રોળાય —એનો.

નળ રાજાનો નેહ દમયંતીથી રે
હતો કેવો બુદ્ધિવંત રાય —એનો.

રમ્યો જુગટું ને રાજને હારિયો રે
ફર્યો જંગલ ને વન હાય —એનો.

રાત અડધી ને દમયંતી ત્યાગતો રે
પુરાં પહેરવાં નહોતાં ચીર —એનો.

ભુખ્યો તરસ્યો રખડયો એ જંગલે રે
એની બુદ્ધિનો અવળો ચમકાર —એનો.

જુઓ પાંડવ તે પાંચ મહાજ્ઞાનીઓ રે
રમ્યા જુગટે સતી દ્રૌપદી નાર —એનો.

બાર બાર વરસ દુઃખ ભોગવ્યાં રે
એના દુઃખનો ન્હોતો પાર —એનો.

ફર્યાં જંગલ તે ગુપ્તના વેષમાં રે
જેને સ્હાયક હતા ભગવાન —એનો.

હતો હિરણ્યાકંસ મહારાજવિ રે
જેને પ્રહ્‌લાદ સરખો પુત્ર —એનો.

અભિમાની અજ્ઞાની ને પાપિયો રે
દુઃખ દીધાં પ્રહ્‌લાદને હજાર —એનો.

પોતે પરમેશ છે એમ માનતો રે
કર્યું બંધ એણે રામનું નામ —એનો.

એણે પાપીને ત્યાં તો પછાડીયો રે
લીધા એક પલકમાં પ્રાણ —એનો.

સીતા મોહ્યાં મૃગને ચામડે રે
એણે લીધી કંચુકીની હઠ —એનો.

જાય લક્ષ્મણ ને રામ મૃગ મારવા રે
આવ્યો પાછળથી રાક્ષસ રાજ —એનો.

હરી સીતાને ઉડિયો વેગથી રે
સતિ અંગે અંગ ગભરાય —એનો.

જ્ઞાની દશરથ પરાક્રમી રાજવિ રે
જેને પરમાત્મા સમા પુત્ર —એનો.

દીધાં વચન કૈકેયીને યુદ્ધમાં રે
થયો રામનો જેથી વનવાસ —એનો.

રામ લક્ષ્મણ સમાન હતા દીકરા રે
હતા ભરત શત્રુઘ્ન પ્રાણ —એનો.

કરે ભોગવે તે પ્રભુનો કાયદો રે
દૈવ ડંખનો નથી ઉતાર —એનો.

હતો શ્રાપ શ્રવણ માતતાતનો રે
અંતકાળે ન એકે થ પાસ —એનો.

મથુરાનો મદાંધ મહા રાજવિ રે
એણે હત્યા કીધી હજાર —એનો.

બહેન, બનેવી ને બાપ જેલ નાંખિયા રે
એના પાપનો રહ્યો નહિ પાર —એનો.

અગા બગા સમાન મહા રાક્ષસો રે
હતી પુતના સમી મહા બહેન —એનો.

મલ્લ ચાણુર મુષ્ટીક શોભતાં રે
હાક ગાજતી ધ્રૂજે નરનાર —એનો.

એને મારવા પ્રભુજી પ્રગટિયા રે
માત બંધન છૂટયા કારાગાર —એનો.

માર્યા રાક્ષસોને મલ્લ પલમાં રે
થયો છેવટ કંસનો સંહાર —એનો.

મોટા મોટા મહારથી ને રાજવિ રે
થયો એક પલકમાં નાશ —એનો.

દૈવનાં તે ડંખ સહુ ભોગવે રે
દૈવ ડંખનો નથી ઉતાર —એનો.

## વિદાય રાસ

રજની રૂપેરીએ રાસ રંગ રેલવા,
પ્રેમથી સહુએ પધારજો હો;
રાસ ખેલ ખેલવા.

સોળે શણગાર સજી ઝાંઝર ઝણકારથી,
ભાવ ભર્યાં હૈયાં સુહાવવા હો;
રાસ ખેલ ખેલવા.

સરખી સાહેલી સંગ કોકિલ ટહુકારથી,
મંજુલા નાદ ગજાવવા હો;
રાસ ખેલ ખેલવા.

ચન્દ્રસુધા ઝરે મધુ તાલ બજે રાસના,
આનંદહેલી ઉછાળવા હો;
રાસ ખેલ ખેલવા.

શરદપૂર્ણિમા એ આભ ધરતી ઉજાળવા,
ઉત્સવ અમૂલા દિપાવવા હો;
રાસ ખેલ ખેલવા.

ધીમે ધીમે બંસી મધુ રાસની બજાવવા,
કુંકુમ પગલીએ સહુ આવજો હો;
રાસ ખેલ ખેલવા.

માત ગુર્જરી તણા સ્વતંત્ર ગાને ગુંજવા,
રોમ રોમ શક્તિ પ્રસરાવજો હો;
રાસ ખેલ ખેલવા.

卐 卐 卐